# "એકતા" હશે... તો "જગડો" થશે

એકતા હશે, તો જગડો થશે.... શું આ વાક્યમાં કંઇક અજુગતું નથી લાગતું. સામાન્ય રીતે એકતા હોય તો શાંતિ હોય, પ્રેમ હોય... જગડો ન હોય. તો પછી અહીં જગડો ક્યાંથી આવ્યો?



હાલમાં મુંબઈ ખાતે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ નામની સંસ્થા છે (ટૂંકમાં ટ્રસ્ટ ફંડ), જેની ચૂંટણી પ્રક્રિયા હાથ ધરેલ છે. આ ચૂંટણી પ્રક્રિયામાં ભાગ લેનાર એક પક્ષનું નામ છે "એકતા" ગ્રુપ. આ એકતા ગ્રુપ/મંચ એજ છે જે એકતાની લોભામણીભરી વાતો કરીને, ભરમાવીને, લોકોને પોતાની તરફ આકર્ષી રહ્યું છે. તો ચાલો જોઈએ કે **એકતાની આદર્શવાદી વાતો કરનાર લોકોના કર્મો કેવા છે**. *કારણ કે વાતો ગમે તેવી સારી કરતા હોય, વાસ્તવમાં માણસની સાચી ઓળખતો તેમના કર્મોથી જ થાય છે.*

**A) એકતા મંચની પહેલી જાહેર સભા:** આપ સૌને યાદ હશે કે તા.૨૩.૦૭.૨૦૧૨ના એકતા મંચના આગેવાનોએ ઉમિયા માતાજી મંદિર, વાંઢાય, કચ્છ ખાતે એક સભા બોલાવેલ હતી. એ સભા બોલવા પાછળનો હેતુ સનાતની લોકોમાં એકતા લાવવાનો હતો, એવું જાહેર કરેલ હતું. એ સભાનો અહેવાલ તથા વીડિઓ તમને અહીં http://www.realpatidar.com/a/oe47 પર મળશે. તમે અહેવાલ અને વિડીઓ જોયા બાદ સભોનું અધ્યયન કરશો તો તમે નોંધ લેશો કે...

1. એ સભા ફક્ત સનાતનીઓ માટેનીજ છે અને જો સતપંથીઓ એ સભામાં હોય, તો તે સભા છોડી દે, તેવું વારંવાર નિવેદન માઈક ઉપરથી કરવામાં આવતું હતું. આમ કરીને એવું ચિત્ર ઉભું કરવામાં આવતું હતું કે જાણે આ સભાના સંચાલકોને માત્ર સનાતનીઓની ચિંતા છે અને સતપંથીઓથી પોતે દૂર રહેવા માંગે છે. સનાતની એકતા માટેનું નિવેદન તેવોએ સમાચાર પત્રોમાં પણ આપેલ હતું.
2. બીજો નોંધ પાત્ર મુદ્દો હતો કે આ સભામાં, નખત્રાણા સ્થિત, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ટૂંકમાં કેન્દ્રિય સમાજ, જે સનાતનીઓની માત્ર સંસ્થા છે, તે કેન્દ્રિય સમાજના, વિરુદ્ધ લોકોને ઉશ્કેરવામાં આવતા હતા. તેમજ સનાતનીઓનું ધાર્મિક કેન્દ્ર એટલે કે સંસ્કાર ધામના પ્રમુખ શ્રી જેઠાબાપા, ઉપ-પ્રમુખ શ્રી હંસરાજભાઈ ધોળુ (જે હાલે ઉમિયા માતાજી વાંઢાયના પ્રમુખ છે.) અને કંઠી વિસ્તારના આગેવાન શ્રી નારાયણ રામજી પોકાર સામે ઝેર ઓકવામાં આવેલ હતું.

3. એ સભામાં લોકોને ઉશ્કેરવા એવું પણ એક ચિત્ર ઉભું કરવામાં આવેલ હતું કે કેન્દ્રિય સમાજ, માંડવી વિસ્તારના લોકો સાથે વર્ષોથી અન્યાય કરી રહ્યું છે. એટલે માંડવી વિસ્તારના લોકો પોતાની એક અલગ સમાજ ઉભી કરે એવી ખોટી રજુઅતો કરવામાં આવી.

4. પણ એ સભામાં ખુલાસાઓ જયારે થયો, ત્યારે ખબર પડી કે આ એકતા મંચ વાળા લોકો, પોતાના વિસ્તારનાજ બીજા લોકો, એટલે કે કંઠી વિસ્તારના ભાઈઓ સાથે અન્યાય કરી રહ્યા હતા. એટલુંજ નહિ આ એકતા મંચ વાળા ભાઈઓ સંસ્કાર ધામની પ્રગતિથી પણ ખુશ નોહતા. એટલેજ સંસ્કાર ધામના પ્રમુખ શ્રી જેઠા બાપા અને ઉપ-પ્રમુખ શ્રી હંસરાજભાઈ ધોળુ, સામે લોકોને ખોટી રીતે ઉશ્કેરતા હતા. કેન્દ્રિય સમાજ એકતા મંચના નેતાઓને છાવરતું નોહ્તું, એટલે અચાનક કેન્દ્રિય સમાજ ખરાબ છે, તેવો જુઠ્ઠો પ્રચાર કરવામાં આવ્યો.
5. એકતા મંચના લોકોએ કંઠી વિસ્તારના સનાતની ભાઈઓના, લગભગ ૭૫ સમૂહ લગ્નો કરવા માટે તેમની વાજબી માંગ હોવા છતાં, માંડવી હોસ્ટેલની જગ્યા ન ફાળવી. અને સનાતની સમૂહ લગ્ન રોકવા માટે જે કઈ ષડ્યંત્રો કરેલ હતા, તેનો પર્દાફાર્ષ થઇ ગયો. (આવું કરવા પાછળ એકતા મંચ વાળાઓનું મુખ્ય કારણ હતું માંડવી હોસ્ટેલનું ગેરકાયદેસર રીતે સરકારી દસ્તાવેજોમાં નામનું ફેરબદલ, જે તેઓને છુપાવવું હતું.)
6. સનાતની એકતાના નામે બોલાવેલ સભાનો મુખ્ય હેતુ, તો માંડવી વિસ્તારના સનાતની લોકોને ભરમાવીને, નખત્રાણા સ્થિત, ચોખ્ખી સનાતની કેન્દ્રિય સમાજથી તેમને વિમુખ કરી, સનાતની ભાઈઓને નબળા પાડી દીધા પછી, તેમને સતપંથ સાથે જોડી દેવાનું કાવતરૂં. બીજું હેતુ એકતા મંચના નેતાઓને પોતાની ખુરસી ટકાવી રાખવાની લાલસા હતી. સતપંથને છાવરીને પોતાની ખુરસી મજબુત કરવાની તેમની નીતિ હતી. આવું ચોખે ચોખું દેખાય છે.
7. બીજી બાજુ, સંસ્કાર ધામના કરતા હરતાને હલકા ચીતરીને, સનાતનીઓના ધાર્મિક કેન્દ્રનો પ્રભાવ લોકોમાં ઓછો થઇ જાય, તેમજ પ્રભાવ નેગેટીવ થઇ જાય, તેવા પણ એક પ્રત્યનો હતા, તેવું સમજાઈ આવે છે.

અને છેલ્લે તમે જોશો કે એજ સભામાં જયારે સત્ય લોકો સામે પ્રકટ થયું ત્યારે હાજર રહેલ લોકોએ સભાના આયોજકો સામે કેવો આક્રોશ વ્યક્ત કરેલ હતો અને સભા કોઈ પણ નિર્ણય લીધા વગરજ અંતે વિખરાઈ ગયેલ હતી. સભા તદ્દન નિષ્ફળ ગઈ હતી. **એટલે સમાજમાં એકતા મંચે જગડાઓના બીજ રોપવાના પ્રયત્ન કર્યા.**

*નોંધ: આવું થયા બાદ, બીજા દિવસે સમાચાર પત્રોમાં ખોટા સમાચારો છપાયેલ હતા કે એકતા મંચની સ્થાપના એ સભામાં થયેલ હતી. આવી રીતે આ લોકો તદ્દન જુઠ્ઠાણાના આધારે, લોકોને ગુમરાહ કરી પોતાના તરફ પ્રભાવિત કરવા ભ્રામક વાતો ફેલાવે છે. **આવા લોકોની વાતો પર ભરોસો કરશો નહિ, તેવી ખાસ વિનંતી.***



એકતા મંચના જુઠ્ઠાણાઓની પોલ ખોલતો વીડિઓ તમે અહીં http://www.realpatidar.com/a/oe49 જોઈ શકશો. જો તમે આ લીંક http://www.realpatidar.com/a/oe47 જોશો તો તમને જાણ થઇ જશે કે એકતા મંચ પાછળ અમુક ખાસ લોકો કયા છે.

**B) એકતા મચનું માંડવી હોસ્ટેલ કાવતરૂં ખુલ્લું થયું:** ત્યાર બાદ થોડા દિવસોમાંજ લોકોને ખબર પડી ગઈ કે એકતા મંચના ભાઈઓએ સતપંથીઓ સાથે ભળીને માંડવી ખાતે આવેલ કેન્દ્રિય સમાજની માલિકીની લખું વીરજી ધોળુ છાત્રાલય એટલે કે ટૂંકમાં માંડવી હોસ્ટેલની મિલકતનું, સમગ્ર સમાજને અંધારામાં રાખીને, ચોરી છુપી રીતે, સરકારી દસ્તાવેજોમાં નામ બદલ કરીને, એક બીજા નવા ટ્રસ્ટના નામે ફેરવી નાખેલ છે. બીજા શબ્દોમાં સમાજની મિલકતની ચોરી કરેલ છે. એ નવા ટ્રસ્ટનું નામ હતું પાટીદાર સર્વોદય ટ્રસ્ટ અને તેમાં સતપંથીઓને (ખાસ નોંધ પાત્ર નામ છે શ્રી રતનશી લાલજી વેલાણી, સતપંથ સમાજના માજી પ્રમુખ) સાથે રાખેલ હતા. આ કુકર્મમાં કેન્દ્રિય સમાજના બે ટ્રસ્ટીઓ, શ્રી શિવદાસ ગોવિંદ છાભૈયા અને શ્રી લધા વિશ્રામ પોકાર શામેલ હતા અને તેમની સાથે માંડવી હોસ્ટેલ નિર્માણ સમિતિના અમુક ભાઈઓ જોડાયેલ હતા, જેની જાણ હવે જગ જાહેર છે. **એટલે એકતા મંચના લોકો સમાજની મિલકત ચોરવા વાળા લોકો છે.**

જયારે લોકોને તેમની સાથે થયેલ દગોની જાણ થઇ ત્યારે લોકો ભારે આક્રોશમાં આવેલ હતા અને તેમને પોતાનો આક્રોશ જુદા જુદા જાહેર સભાઓમાં વ્યકત કરેલ હતો. **એટલે એકતા મંચના કારણે પાછા જગડાઓ થયા.**

**C) એકતા મંચની સુકાન શ્રી મનસુખ ધનજી વેલાણી અને પીરાણાવાળા શ્રી દેવજી કરસન ભાવાણીએ પોતાના હાથમાં લીધી:** શ્રી મનસુખ ધનજી વેલાણી, એ કેન્દ્રિય સમાજની શાખા ગણાતું મુંબઈ ઝોનના માજી પ્રમુખ હતા. તેઓ મુંબઈ ઝોનના પ્રમુખ તરીકે સનાતનીઓને સંપૂર્ણ રીતે સહયોગ નોહતા આપતા એટલે સનાતનીઓએ ભેગા થયા અને એક જુંબેશના પરિણામે મનસુખભાઈને પ્રમુખ પદમાંથી રાજીનામું આપવું પડ્યું અને તેમના સતપંથી સાથીદાર એટલે પીરાણાના ટ્રસ્ટના એક

ટોચના વ્યક્તિ, જે પીરાણાના નાનકદાસ કાકા છે, તેમના સાથે નજીકનો વ્યક્તિ ગત સંબંધ રાખતા હોય, તેવા શ્રી દેવજી કરસન ભાવાણીને પણ મુંબઈ ઝોનમાંથી રાજીનામું આપવું પડેલ હતું.

એક બાજુ શ્રી મનસુખભાઈ કેન્દ્રિય સમાજથી નારાજ હતા અને પોતાનો પ્રતિશોધ લેવા માટે મૌકો શોધતા હતા, ત્યારે બીજી બાજુ એકતા મંચનું કેન્દ્રિય સમાજ સાથે કૌભાંડના કારણે એકતા મંચ પણ કેન્દ્રિય સમાજનો દુશ્મન થઇ ગયો હતો. દુશ્મનનો દુશ્મન મારો દોસ્ત... આવા સિદ્ધાંતને લઇને મુંબઈમાં બન્ને જૂથ ભેગા થયા. મનસુખભાઈ ચતુર હોવાના કારણે, એકતા મંચના નવા લીડર તેઓ બન્યા.

**D) સનાતનીઓના વિરુધ ટ્રસ્ટ ફંડનો કરવામાં આવેલ દુરુપયોગ:** સંજોગો વશ એકતા મંચના લોકો મુંબઈ સ્થિત ટ્રસ્ટ ફંડના કરતા હરતા પણ હતા. આના કારણે મુંબઈ ટ્રસ્ટની સમાજ વાડીઓ અને મુંબઈનું મુખ પત્ર ગણાતું પાટીદાર પ્રગતિનો ભરપુર દુરુપયોગ પોતાના સ્વાર્થ માટે કર્યો. આમ કરવા માટે તેવો ટ્રસ્ટના અન્ય સનાતની ટ્રસ્ટીઓને હેરાન કરવા અને જાહેરમાં બદનામ કરવા માટે પાટીદાર પ્રગતિમાં આવેદનો છાપેલ હતા. આમ કરવા માટે ટ્રસ્ટના અમુક ટ્રસ્ટીઓએ, ટ્રસ્ટના નિયમોને એક બાજુ તાકમાં રાખીને સનાતની લોકો સામે ચોખ્ખે ચોખો અન્યાય કરવા લાગ્યા. જયારે સનાતની ભાઈઓને પોતાનો પ્રતિઉત્તર પાટીદાર પ્રગતિમાં છાપવા વિનંતી કરેલ હતી, ત્યારે એ ટ્રસ્ટીઓ નિયમો દેખાડીને સનાતનીઓનો આવાજ, એ ઘડી પુરતો, દબાવી દીધેલ હતો. પાછો સનાતનીઓ પર અન્યાય થવા લાગ્યો. **એટલે એકતા મંચના કારણે પાછા જગડાઓ થયા.**

**E) મુંબઈ ઝોનની તા.૦૧.૧૨.૨૦૧૨ની જાહેર સભામાં કેન્દ્રિય સમાજના પ્રમુખનું અપમાન:** તા. ૦૧.૧૨.૨૦૧૨ના મુંબઈ ઝોનની જાહેર સભા બોલવામાં આવેલ હતી. એ સભામાં કેન્દ્રિય સમાજના પ્રમુખ શ્રી ગંગારામભાઈ સંખાલા આવાના હતા અને એ સભામાં જો લોકોને વાસ્તુ હકીકતોની જાણ થશે તો મુંબઈમાં એકતા મંચ ધોવાઇ જશે. આ ભયથી પોતાનો બચાવ કરવા માટે એકતા મંચે એક ષડ્યંત્ર રચ્યું.



એ સભાને નિષ્ફળ બનાવવા માટે એકતા મંચે સતપંથીઓને ઉશ્કેર્યા. તેમને ભય બતાવ્યો કે જો તમને તમારું અસ્તિત્વ ટકાવી રાખવો હોય તો જેમ અમે કહીએ તેમ કરો. નહિ તર આ સનાતનીઓ તમને મુંબઈના ટ્રસ્ટમાંથી બહાર કાઢી નાખશે. વધુમાં સભામાં અશાંતિ ઉભી કરવા માટે અસામાજિક તત્વો કે જેઓ પોલીસથી બચતા ફરતા હોય, તેવા લોકોનો પણ સાથ લીધો. નાસિક જેવા દૂર

પ્રદેશથી પણ સતપંથીઓને બોલવામાં આવ્યા. સભા શરુ થાય તે સમયથી પહેલા સતપંથીઓ મોટી સંખ્યામાં હોલમાં આવીને ખુરસીઓ પર કબજો કરી લીધો અને સનાતનીઓ માટે કોઈ ખાસ જગ ના બચી. એટલે સનાતનીઓ પેસેજમાં અને દાદરા પર અટકી ગયા અને સભામાં પોતાનો અવાજ ન પોહચાડી શક્યા. જે કઈ થોડા સનાતનીઓ હતા, તેઓએ પોતાનો અવાજ ઉપાડ્યો, પણ એકતા મંચના ચાલ સામે પોતે ટૂંકા પડ્યા.



**સતપંથીઓના સાથ લઇને એકતા મંચ વાળાઓએ સભાને જગડાનો સ્વરૂપ આપ્યો અને સભા ચલાવા ન દીધી. એટલે એકતા મંચ હોય ત્યાં જગડા હોય. મીટીંગમાં જગડા કરવામાં આવ્યા અને ફરિયાદ પોલીસ સુધી પણ પોહંચી ગઈ.**

સનાતનીઓ આ ઘટનાથી ભારે આક્રોશમાં આવી ગયા અને તેઓએ નક્કી કર્યું કે મુંબઈમાં જો પોતાના હિતની રક્ષા કરવી હશે તો મુંબઈ લેવેલનું સનાતનીઓનું એક સંગઠન હોવું જરૂરી છે. માટે તેઓએ નક્કી કર્યું કે સમગ્ર મુંબઈ વિસ્તાર આવરી લેતી કોઈ સમાજ ન હોવાથી સનાતનીઓએ પોતાની એક સમાજ, મુંબઈ આખાની એક સમાજ, ઉભી કરવી પડશે.

**નોંધ: એકતા મંચ લક્ષ્મીનારાયણ સમાજથી પહેલા સ્થાપાણો અને સમાજમાં જગડાઓ શરૂ થઇ ગયા. સમાજમાં શાંતિ લાવવા માટે લક્ષ્મીનારાયણ સમાજ સ્થાપાણો.**

**F) લક્ષ્મીનારાયણ સમાજની સ્થાપના:** મુંબઈના ટ્રસ્ટના ટ્રસ્ટીઓનો સાથ લઇને એકતા મંચના અત્યાચાર વધતા જતા હતા. એટલે મુંબઈના સમજુ અને જવાબદાર સનાતની આગેવાનો આગળ આવ્યા અને મુંબઈમાં સનાતની સમાજ ઉભી કરવાનું નક્કી કર્યું. ભલે આ સમાજનું નામ લક્ષ્મીનારાયણ સનાતન સમાજ હતું, પણ તેમાં આર્ય સમાજ પંથ, સ્વામીનારાયણ પંથ, સત્યનારાયણ પંથ એમ સનાતન ધર્મના મુખ્ય પંથના લોકો ને ભેગા રાખવામાં આવેલ હતા. અહીં લક્ષ્મીનારાયણ સમાજ વાળાઓએ ખરી સનાતની એકતાનું પ્રદર્શન કરેલ હતું.

હવે ફરીથી એકતા મંચને ભય લાગવા માંડ્યો કે મુંબઈમાં સનાતની લોકો હવે ભેગા થઇ ગયા છે એટલે કે જે સતપંથને પોસ્વાનું પોતાનું કામ છે, તેમાં અડચણ આવશે. એટલે દિવસ રાત લક્ષ્મીનારાયણ સમાજને જેમ તેમ કરીને હંફાવવાનું કામ કરવા લાગ્યા. લક્ષ્મીનારાયણ સમાજના સમાચારો પાટીદાર પ્રગતિમાં છાપવા ન દેવામાં આવ્યા.

લોકો કહે છે આ કે લક્ષ્મીનારાયણ સમાજમાં આર્ય સમાજ પંથ અને લક્ષ્મીનારાયણ પંથને માનનારા લોકો વચ્ચે મતભેદ ઉભા કરવાના ભરપુર પ્રયત્નો કરવામાં આવી રહ્યા છે. જેમ તેમ કરીને લક્ષ્મીનારાયણ સમાજના સનાતનીઓને આપસમાં જગ્ડાવીને સનાતનીઓની આ સમાજને તોડવાનું કામ થઇ રહ્યું છે, આવા ખાસ સુત્રોથી સમાચારો મળી રહ્યા છે. **એટલે જગડાઓ ઉભા કરીને સનાતની એકતા તોડવાનું કામ મુંબઈમાં એકતા મંચ કરી રહ્યું છે, એવું લોક મુખે સભળાય છે.**



**<u>G) ઘાટકોપર સનાતન સમાજમાં સતપંથીઓને ઘુસાડવાના પ્રપંચો</u>**<u>:</u> હાલમાં ૨૧-૦૬-૨૦૧૪ના ઘાટકોપર સનાતન સમાજે વિચાર વિનિમય કરવા માટે સભા બોલવાવેલ હતી. એ સભામાં સતપંથીઓ મોટી સંખ્યામાં હાજર હતા. સનાતન સમાજમાં સતપંથીઓ સભ્ય નથી, તે સહજ વાત છે. જે લોકો સમાજના સભ્યો નથી તે લોકો આ સભામાં કેવી રીતે આવે? ન આવે શકે. પણ આવી ગયા અને આગળ બેસી ગયા. આ સભામાં એકતા મંચના આગેવાનો (નોંધ: હવે એકતા મંચમાં માંડવી હોસ્ટેલ કૌભાંડના આરોપીઓ પણ જોડાઈ ગયેલ છે.) એક પછી એક ઉભા થઇને એકજ રજુવાતો કરવા લાગ્યા કે સતપંથીઓ ને સમાજમાં સાથે રાખવા છે. આપણી ભૂલ થઇ ગઈ છે કે સનાતની સમાજ બનાવી. આપણને સતપંથીઓ વગર નહિ ચાલે. માટે હવે આપણે સતપંથીઓને સાથે રાખીએ. બંધારણ નહિ બદલીએ, પણ સતપંથીઓ ને સાથે રાખીએ. સદભાગ્યે સભામાં કોઈ નિર્ણય ન લેવાયો. **પણ જગડાના બીજ એકતા મંચે રોપ્યા.**

જોજો ભાઈઓ આપણા મહાન જ્ઞાતિ સુધારક ગુરૂઓ, જેમાં શ્રી લાલરામજી મહારાજ, શ્રી ઓધવરામજી મહારાજ, શ્રી વાલરામજી મહારાજ વગેરે શામેલ છે, તેવા ગુરુઓએ જે અથાગ મહેનત કરીને આપણી સમાજને સતપંથમાંથી છોડાવીને ચોખ્ખી કરેલ હતી, તે મહાન ગુરૂઓના કાર્યને આ એકતા મંચ ઊંધું વાળવા પાછળ પડ્યું છે. જેમ તેમ કરીને સતપંથીઓને સનાતની સમાજમાં ઘુસાડવા છે. આમ ધીરી ધીરી તેમનું લક્ષ્ય, સનાતનીઓની માત્રુ સંસ્થા એટલે ચોખ્ખી સનાતની કેન્દ્રિય સમાજને દુષિત કરવાનો છે. **એટલી પછી એકતા મંચના કારણે કેન્દ્રિય સમાજમાં પણ જગડા શરૂ.**



**<u>H) મુંબઈ ઝોનની ચૂંટણી:</u>** કેન્દ્રિય સમાજના, એટલે નખત્રાણા સ્થિત શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના મુંબઈ ઝોનની જાહેર સભા હાલમાં તા. ૨૬.૦૭.૨૦૧૪ના રાખવામાં આવેલ હતી. તે સભામાં કારોબારી સભ્યોના નામો નક્કી કરવામાં હતા. તેમાં ઘાટકોપર સનાતન સમાજ

તરફથી પીરાણા વાળા સતપંથી શ્રી દેવજી કરસન ભાવાણીનું નામ આપવામાં આવેલ છે. ઘાટકોપર સનાતન સમાજના પ્રમુખ એકતા ગ્રુપમાં એક ઉમેદવાર છે. અહીં પણ જુવો સનાતની સમાજમાં સતપંથીઓને ઘુસાડવાના પ્રપંચ છે. **એટલે ફરીથી એકતા મંચે જગડાના બીજ રોય ને?**



<u>I) મુંબઈ ટ્રસ્ટ ફંડની ચૂંટણી:</u> અગામી તા. ૦૫-૦૮-૨૦૧૪ના શ્રી ક.ક.પા. જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ મુંબઈની ચુંટણીનું મતદાન જાહેર થયેલ છે. આ ચુંટણીમાં એકતા મંચ લોકો સામે એવો મુદ્દો રાખી રહ્યું છે, કે એકતા મંચને મુંબઈની એકતાની બહુ ચિંતા છે. લક્ષ્મીનારાયણ સમાજના આગેવાનો, જે આ ચુંટણીમાં ઉભા છે, તેઓને હરાવો, નહીં તો મુંબઈની એકતા તૂટી જશે. આવી ભ્રામક વાતો ફેલાવીને લોકોમાં અને ખાસ કરીને સતપંથીઓમાં ડર ફેલાવાનું કામ કરી રહ્યા છે. જયારે પરિસ્થિતિ કંઇક જુદી છે.

લોકો જાણે છે કે ટ્રસ્ટ ફંડમાં સતપંથીઓ પહેલેથી સભ્યો છે. ટ્રસ્ટ ફંડ ધર્મના નામે કામ કરતું નથી. બધાજ લોકો જાણે છે કે સંસ્થાનું જેમ બંધારણ હોય, તે પ્રમાણે કામ કરવું પડે. ટ્રસ્ટ ફંડમાં સતપંથીઓને વોટ આપવાનો હક્ક છે, તો તે રહેશે.

<u>**સનાતનીઓ કે લક્ષ્મીનારાયણ વાળાઓ આજ દિવસ સુધી ક્યારે પણ કોઈ પણ સતપંથીને સતપંથ છોડવાનું કહેલ નથી. સતપંથીઓ પોતાના ધર્મમાં ખુશ રહે અને સનાતનીઓ પોતાના ધર્મમાં ખુશ રહે. તેમાં કોઈને ક્યાં વાંધો છે. ૧૦૦ વર્ષ પહેલા આપણી આખી જ્ઞાતિ સતપંથમાં હતી. પણ પછી ધીરે ધીરે સુધરી ગઈ. સનાતનીઓની લાગણી છે કે સતપંથીઓ પણ તેમની સાથે જોડાઈ જાય. તેમના તરફથી સતપંથીઓને જોડાવાનું આમંત્રણ ઉભું છે, પણ તે માત્ર ત્યારે કે જયારે સતપંથીઓને પોતાના મનથી એવું લાગે કે મારે સતપંથ છોડી દેવો છે અને સનાતનમાં ભળી જવું છે, ત્યારે.**</u>

<u>ખાસ નોંધ:</u> આજ દિવસ સુધી સતપંથીઓને ક્યારે પણ હેરાન કરવાનું કામ સનાતની કર્યું નથી. આજ દિવસ સુધી સનાતનીઓએ સતપંથ સમાજમાં મેમ્બર થવાની માંગણી નથી કરી. જેમ સતપંથીઓ સનાતન સમાજમાં મેમ્બર બનવા આવે છે, તેમ કોઈ દિવસ સાંભળ્યું છે કે સનાતનીઓને સતપંથીઓની સમાજમાં મેમ્બર બનાવ્યા. ક્યારે નહિ. વિચાર કરજો કે શા માટે આવું થાય છે. સનાતનીઓને સતપંથ ધર્મ સાથે કોઈ લેવા દેવા નથી. સતપંથીઓ પોતાના સમાજમાં ખુશ રહે, સનાતનીઓને હેરાન ન કરે, બસ એટલુજ તેવો ચાહે છે. જેથી જગડાઓને ટાળી શકાય.

**J) એકતા કોના સાથે... શું સતપંથ સાથે? ખરે ખર... વિચાર કરજો:** એકતા મંચની એકતાની ચિંતા સતપંથીઓ સાથે નથી, કે નથી સનાતની સાથે. એકતા મંચની ભ્રામક વાતોની પાછળની સચ્ચાઈ તો માત્ર એટલી છે કે ગમે તેમ કરીને એકતા મંચના નેતાઓની ખુરસી ટકી રહે. તે માટે લોકોને ધર્મના નામે લડાવો.... પ્રાંતના નામે ભડકાઓ... માંડવી વિસ્તાર, નખત્રાણા, જખની નદી... કંઇક દીવાલ ઉભી કરો અને લોકોને એક બીજા સાથે લડાવો, એજ તેમનું નિયમ છે. આમાં દોશી સતપંથ અને સનાતન એમ બન્ને પક્ષોના નેતાઓનો છે. સતપંથના લોકોને જગડાઓમાં ક્યાય રસ નથી. એટલેજ હાલમાં જયારે શ્રી રતનશી લાલજી વેલાણી લાકડીઓ અને મરચાંની ભૂક્કી સાથે અમુક યુવાનોને લઈને માંડવી હોસ્ટેલમાં ઘુસ્યા અને  તોડ ફોડ કરી, ત્યારે સતપંથ સમાજના ઘણા જવાબદાર આગેવાનો તેમનાથઈ ખુબ નારાજ થઇ ગયા હતા. માંડવી વિસ્તારના લોકો પણ રાતો રાત હોસ્ટેલ સામે ભેગા થયા અને આવા જગડા ખોર નેતાઓને હોસ્ટેલમાં થઈ બહાર કાઢવા પોલીસને ફરજ પાડેલ હતી, તેની જાણ આપ સૌને છે. **ઘાટકોપર સનાતન સમાજમાં કોઈ વિવાદ હતોજ નહિ. પણ એકતા મંચના લોકોએ ઘાટકોપર સનાતન સમાજમાં સતપંથીઓને ઘુસાડીને શા માટે વિવાદ ઉભો કર્યો અને જગડાના બીજ રોપ્યા? મુંબઈ ઝોનમાં પણ જગડાના બીજો રોપ્યા.**

**માટે હવે ટ્રસ્ટ ફંડમાં આવા જગડાના બીજો રોપે એવા લોકો ન આવે, તેની કાળજી રાખવા સતપંથ અને સનાતન સમાજના સર્વે લોકોને છે. ટ્રસ્ટ ફંડનો વિકાસ કરવો હશે તો આવા લોકોને દૂર રાખવા પડશે.**

**માટે હવે તમે સમજી શકો છો કે... જો "એકતા" હશે તો... "જગડા" થશે.**

**K) સતપંથના ભાઈઓને નમ્ર અપીલ:** એકતા મંચ વાળાઓ કહે છે કે આપણે મુંબઈમાં એકતા જોઈએ છે. એટલે આપણે સર્વે સાથે મળીને કામ કરવું પડશે માટે, ભાઈઓ જાગો નહિતો મુંબઈ તૂટી જશે. કોઈ દિવસ તમે તમને એમ કહ્યું છે કે શું કામ તમે ચિંતા કરો છો? કોઈ વાંધો નથી. એકતાની શરૂઆત આપણે પોતાનાથી કરીએ. ચાલો તમે સતપંથ સમાજમાં મેમ્બર બની જાઓ. પછી આપણે એકતા માટે નિરાંતે જોશું. હમણા તમે અમોને ઉશ્કેરો નહિ.



જો સતપંથીઓને ખરે ખર એકતા સાચવવી હોય તો સનાતાનીઓને સતપંથ સમાજમાં મેમ્બર બનાવોને. પણ જોજો તમારા નેતાઓ આવું કરવા નહિ દે. કોઈન કોઈ બહાનું ઉપજાવી કાઢશે અને સનાતનીઓ સાથે તેવો એકતા કરવા નથી દે. કારણ કે જો તેમ કરે તો તેમની પોલ ખીલ્લી પડી

જાય અને તેમની ખુરસી છીનવાઈ જાય. તમે જુવોતો ખરા કે કેટલા સનાતનીઓ સતપંથ સમાજમાં મેમ્બર બનવા માંગે છે.

સનાતનીઓ સતપંથીઓને સનાતન સમાજમાં મેમ્બર નથી બનાવતા તો કંઈ નહિ. સતપંથ સમાજમાં સનાતનીઓને મેમ્બર બનાવીને એકતા જાળવવાનો પ્રયાસો તમે કરો. જો તમે સાચા હસો અને જો એકતા મંચ વાળાઓ સાચા હશે તો સતપંથ સમાજમાં બધાજ સનાતનીઓને મેમ્બર બનશે. અને જગડો મટી જશે. છૂટ દઇદો, જેને જે સમાજમાં રહેવું હોય તે સમાજમાં રહી શકે છે. સતપંથની સમાજ અલગ છે, અને સનાતની સમાજ અલગ છે. એકતા વાળાઓ સતપંથ સાથે એકતા રાખવા માંગતા હોય તો સતપંથ સમાજમાં ભળે. કોઈ સનાતની વાંધો નહિ ઉપાડે. તેની ખાતરી રાખજો. કાયમ માટે ધર્મના જગડાઓ મટી જશે.

**માટે હવે ખરા અર્થમાં જગડાઓ મટાડીને સમાજમાં શાંતિ લાવવાની હોય તો નિર્ણય સતપંથ સમાજ વાળાઓએ કરવાનો છે.**

હાલની પરિસ્થિતિમાં, જો ટ્રસ્ટ ફંડમાં વિકાસ કરવો હોય તો એકતા મંચને સતપંથ સમાજમાં શામેલ કરી નાખો. જેથી બધાજ વિવાદો કાયમ માટે મટી જાય. શાંતિ જળવાય અને સહુની પ્રગતિ થાય. **નિર્ણય સતપંથ સમાજનો છે.**

લી.
રીયલ પાટીદાર
તા. ૨૯-૦૭-૨૦૧૪

નોંધ: અહીં ઉપર આપેલ વિચારો મારા અંગત છે. કોઈ પણ નિર્ણય લેવા પહેલા તથ્ય ને પોતાના હિસાબે ચકાસી લેવા વિનંતી.